## ચાર ભાવના ( હરિગીત છંદ )

સૌ પ્રાણી આ સંસારનાં, સન્મિત્ર મુજ વ્હાલાં થજો,
સદ્‌ગુણમાં આનંદ માનું, મિત્ર કે વૈરી હજો,
દુખીયા પ્રતિ કરુણા, અને દુશ્મન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા

શાળાપયોગી

## શ્રી જૈન બાળ

# પ્રશ્નોતર માળા.

પ્રકાશક,
ચુનીલાલ લક્ષ્મીચંદ શાહ
તથા
કપુરચંદ ભુરાભાઈ શાહ

આવૃત્તિ ૩ જી　　　　પ્રત ૧૦૦૦

વીર સંવત ૨૪૫૭　　　　વિક્રમ સંવત ૧૯૮૭

લીંબડી　ધી રામરાજેન્દ્રસિંહજી પ્રિન્ટીંગ વર્કસમાં
મેંય ભાઇમીયાં આલમમીંઆએ છાપ્યું

કીંમત એક આનો, પોસ્ટેજ જુદું

# ચોવીશ તીર્થંકરનાં નામ

| | |
|---|---|
| ૧ શ્રી ઋષભદેવસ્વામી | ૧૩ શ્રી વિમલનાથસ્વામી |
| ૨ શ્રી અજીતનાથસ્વામી | ૧૪ શ્રી અનતનાથસ્વામી |
| ૩ શ્રી સભવનાથસ્વામી | ૧૫ શ્રી ધર્મનાથસ્વામી |
| ૪ શ્રી અભિનદનસ્વામી | ૧૬ શ્રી શાતિનાથસ્વામી |
| ૫ શ્રી સુમતિનાથસ્વામી | ૧૭ શ્રી કુથુનાથસ્વામી |
| ૬ શ્રી પદ્મપ્રભુસ્વામી | ૧૮ શ્રી અરનાથસ્વામી |
| ૭ શ્રી સુપાર્શ્વનાથસ્વામી | ૧૯ શ્રી મલ્લિનાથસ્વામી |
| ૮ શ્રી ચદ્રપ્રભુસ્વામી | ૨૦ શ્રી મુનીસુવ્રતસ્વામી |
| ૯ શ્રી સુવિધિનાથસ્વામી | ૨૧ શ્રી નમીનાથસ્વામી |
| ૧૦ શ્રી શીતલનાથસ્વામી | ૨૨ શ્રી નેમનાથસ્વામી |
| ૧૧ શ્રી શ્રેયાસનાથસ્વામી | ૨૩ શ્રી પાર્શ્વનાથસ્વામી |
| ૧૨ શ્રી વાસુપુજ્યસ્વામી | ૨૪ શ્રી મહાવીરસ્વામી |

શ્રી મહાવીર સ્વામી પહોચ્યા નિર્વાણ,
ગૌત્તમ સ્વામી કેવળ જ્ઞાન,
એ ચોવીશીનુ લીજે નામ
જેથી ફળે મન વાછીત કામ

# ધર્મ પ્રશ્નોત્તરી

## મણકો ૧ લો.

### ધર્મ

પ્રશ્ન—બાળક ભાઈઓ, તમે જે ધર્મ સ્થાનકમા આવો છો તેનુ નામ શુ ?

ઉત્તર—જૈનશાળા

પ્ર—તમે જૈનશાળામા કેમ આવો છો ? ઉ—ભણવા આવીએ છીએ

પ્ર—શુ ભણવા આવો છો ? ઉ—ધર્મનુ ભણતર ભણવા આવીએ છીએ

પ્ર—કયા ધર્મનુ ભણતર ભણવા આવો છો ? ઉ—જૈન ધર્મનુ

પ્ર—જૈન નામ શાથી પડયુ ? ઉ—જીનેશ્વર ભગવાને પ્રરૂપ્યો તેથી

પ્ર—ધર્મ એટલે શુ ? ઉ—દુર્ગતિમા પડતા જીવને અટકાવે તે

પ્ર—દુર્ગતિ કઇ કઇ ? ઉ—નારકી અને તિર્યંચ

પ્ર—નારકીમા કોણ જાય ? ઉ—જેણે બહુજ પાપ કર્યા હોય તે

પ્ર—ધર્મનુ લક્ષણ શુ ? ઉ—અહિંસા

પ્ર—અહિંસા એટલે શુ ? ઉ—કોઇપણ જીવને મારવો નહિ તે

પ્ર—હિંસા કરવાથી શું થાય ? ઉ—હિંસા કરવાથી માઠી ગતિમા જવુ પડે

પ્ર—ધર્મનુ મૂળ શુ ? ઉ—વિનય

પ્ર—વિનય એટલે શુ ? ઉ —દરેકની સાથે નમ્રતાથી વર્તવુ તે
પ્ર—જૈન ધર્મનુ બીજુ નામ શુ ? ઉ—દયા ધર્મ-અહિંસા ધર્મ
પ્ર—દયા ધર્મ કેવી રીતે પાળી શકાય ? ઉ—દરેક જીવ ઉપર દયા રાખવાથી
પ્ર—દયા રાખવાથી શુ લાભ ? ઉ—દયા રાખવાથી આપણો ધર્મ સચવાય અને આપણને સારી ગતિ મળે

## મણકો ૨ જો

### જૈનશાળા

પ્ર—સવારમા વહેલા ઉઠીને શુ કરવુ ? ઉ—માતાપિતાદિક વડિલોને પગે લાગી જનશાળામા જવુ
પ્ર—જૈનશાળામા જઇને શુ કરવુ ? ઉ—શિક્ષકને નમન કરીને બેસવુ અને તેઓ જે કહે તે મુજબ વર્તવુ
પ્ર—જૈનશાળામા બીજા વિદ્યાર્થીઓ જોડે કેવી રીતે રહેવુ ?
ઉ—બીજા વિદ્યાર્થીઓ જોડે સપથી રહેવુ
પ્ર—વિદ્યાર્થીઓ જોડે કેવો પ્રેમ રાખવો ? ઉ—બધુ પ્રેમ
પ્ર—જૈનશાળામા મુનિમહારાજ પધારે તો શુ કરવુ ?
ઉ—ઉભા થઇ 'મત્થએણ વદામિ' કહી તેમનો વિનય કરવો
પ્ર—જનશાળામા કોઇ સઘના અગ્રેસર, વડિલ કે કાર્યવાહક આવે તો શુ કરવુ ?
ઉ—ઉભા થઇ "જયજીનેન્દ્ર" બોલી નમસ્કાર કરી માન આપવુ
પ્ર—આ પ્રમાણે વિનય કરવાથી શુ લાભ થાય ?
ઉ—નમ્રતા આવે અને આપણે સદ્ગુણી થઇએ

## મણકો ૩ જો

### આપણી ફરજો

પ્ર—માબાપ સાથે આપણે શી રીતે વર્તવુ જોઇએ ?

ઉ—માબાપની આજ્ઞામા રહેવુ, તેમની બનતી સેવા કરવી તેમના ઉપકારો ન ભૂલવા તેમને રાજી રાખવા અને તેમના સાથે કલેશ કરી કદિપણ તેમનુ મન દુભાવવુ નહિ

પ્ર—વડીલ તરફ આપણે કેવી રીતે વર્તવુ ?

ઉ—તેઓ જાણે આપણા માબાપ જ ન હોય તેમ તેમની સાથે નમ્રતાથી વર્તવુ, તેમના તરફ પૂજ્યભાવ રાખવો, અને તેમને દરેક રીતે સતોષ આપવો

પ્ર—ગુરૂ પ્રત્યે આપણી શુ ફરજ છે ?

ઉ—તેમની ભક્તિ કરવી, તે કહે તે મુજબ વર્તવુ, અને તેમનું કોઇ પણ રીતે મન ન દુભાય તેવી ખાસ કાળજી રાખવી.

પ્ર—ભાઇઓ તથા બ્હેનો સાથે શી રીતે વર્તવુ જોઇએ ?

ઉ—ભાઇઓ તથા બ્હેનોએ પરસ્પર પૂર્ણ પ્રીતિ અને પ્રમાણિકતા રાખવી અરસ્પરસના વાદવિવાદ, તકરાર, કઠોર વચન કે કઠોર વર્તન કરી કુસપના બી રોપવા નહિ, મોટા ભાઇકે બ્હેનની આજ્ઞા આપણે માનવી જોઇએ.

પ્ર—મિત્રો સાથે કેવી રીતે વર્તવુ ?

ઉ—તેમની સાથે માયાળુ તથા પ્રમાણિકપણે વર્તવુ, છળ પ્રપચ ન કરવો, અવળે રસ્તે જતો હોય તો સવળે રસ્તે ચડાવવો અને તેના દુખમા ભાગ લેવો.

પ્ર—ચાકરો તરફ કેવી રીતે વર્તવુ જોઇએ ?

ઉ—ચાકરોને હલકા ગણી ધિક્કારવા નહિ, તેમના ઉપર જુલમ ગુજારવો નહિ તેમની માદગીમા તથા વૃદ્ધાવસ્થામા ખબર લેવી અને સ્નેહથી વર્તવુ

પ્ર—દીન અને દુખી માણસો તરફ આપણી શુ ફરજ છે?

ઉ—તેના તરફ કરૂણા દષ્ટિથી નિહાળવુ તેમના દુખો ઓછા કરવા પ્રયત્ન કરવો બની શકે તેટલી મદદ કરવી અને માયાળુપણે વર્તવુ

પ્ર—આપણા ધર્મ તરફ આપણી શી ફરજ છે ?

ઉ—આપણા ધર્મપર પૂર્ણ પ્રેમ રાખવો તેમા દર્શાવેલ ઉત્તમ શિક્ષાઓ માન્ય રાખી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો ધર્મની ખરીખૂબીઓ શોધીને તેમને પ્રકાશમાવવી જોઇએ

પ્ર—આખા જનસમાજ પ્રત્યે આપણી શી ફરજ છે ?

ઉ—જનસમાજમા સત્યનો પ્રકાશ, સપ અને શાંતિ જળવાય તેવી ઇચ્છા રાખી બની શકતુ કરવા તત્પર રહેવુ પતીત જનોને સુધારવા પ્રયત્ન કરવો અને આપણુ વર્તન હમેશને માટે પવિત્ર રાખી જનસમાજને આનદકર્તા થવુ જોઇએ

---

## મણકો ૪ થો

### માબાપની સેવા

મહેતાજી—તમે જન્મ્યા ત્યારથી તમારા ઘરમા દયાથી કોણ વર્તતુ આવ્યુ છે ?

વિદ્યાર્થી—માબાપ

પ્રશ્ન—માબાપે તમારા તરફ જે ભલાઇ દેખાડી હોય દેખાડતા હોય તે કહી જશો ?

ઉ—ખવરાવી પીવરાવી પોષણ કર્યુ, દુખ ખમીને પણ અમારૂ બધી વાતે રક્ષણ કર્યુ, વળી હાલમા અમને કેળવણી પણ આપે છે, વગેર ઘણુ કર્યુ છે અને કરે છે

પ્ર—તમારૂ પોષણ કે રક્ષણ માબાપે ન કર્યુ હોત તો શુ થાત ?

ઉ—અમારી હયાતિ અને આજની સ્થિતિ ન હોત

પ્ર—કહો ત્યારે માબાપે તમારી કેટલી બધી દયા પાળી ?

ઉ—પાર વગરની ગણી ન બતાવાય તેટલી

પ્ર—ત્યારે તેમની ભલાઇનું ફળ તેમને કેવુ મળવુ જોઇએ ?

ઉ—ભલુ ફળ મળવુ જોઇએ

પ્ર—તમારામાનો કોઇ મા બાપને ગાળો દેતો હોય, પાઇ પૈસાનો કે કોઇ ચીજનો કજીઓ કરી મા બાપને હેરાન કરતો હોય તો તે કેવો છોકરો કહેવાય ?

ઉ—નઠારો ઘણોજ પાપી

પ્ર—તો તમારે માબાપના તરફ કેવી રીતે વર્તવુ જોઇએ, તે કહેશો ?

ઉ—હા, જી, તેમનો હુકમ માનવો, તેમને દુખ દેવુ નહિ, તેમને સુખી કરવા, તેમને નારાજ કરવા નહિ, તેમને ગાળ દેવી નહિ ને તેમની સાથે કજીઓ કરવો નહિ પણ દરરોજ તેમને વિનયથી પગે લાગવુ અને તેમની સેવા

ચાકરી કરવી ના બાપના ગુણનું દેવુ કાઇ રીતે દઇ શકાશે નહિ

---

## મણકો ૫ મો.

### નીતિમય વર્તનથી લાભ.

પ્ર—કોઇને દુખ ન દેવાથી શુ લાભ ? ઉ—આપણને દુખ આવતું બધ થાય છે

પ્ર—બોલેલુ પાળવાથી અને સાચુ બોલવાથી શુ લાભ ?
ઉ—લોકોનો આપણાપર વિશ્વાસ બધાય છે

પ્ર—ઉદ્યોગી રહેવાથી શુ લાભ ? ઉ—આપણને ધન ધાન્ય, વસ્ત્ર વગરે સુખેથી મળી રહે છે

પ્ર—મોટાનો વિનય કરવાથી શુ લાભ ?
ઉ—બીજાઓ આપણો વિનય રાખતા શીખે છે
પ્ર—મન, વચન અને કાયાવડે કોઇને દુખ ન આપવાથી એટલે પવિત્ર રહેવાથી શુ લાભ ?

ઉ—આપણને મનમા શાન્તિ, વચનમા પ્રિયતા, અને કાયામા સુખ આવી મળે છે

પ્ર—ચાપી થવાથી શુ લાભ ? ઉ—સારા લોકનો સમાગમ વધે છે, નઠારા લોકો આપણાથી બ્હીતા રહે છે, અને ફરીથી ભુડ઼ુ કરતા પણ ડરે છે
પ્ર—સારા કામમા હિમતવાન રહેવાથી શુ લાભ ?

ઉ—આપણા બીજા સદ્‌ગુણો પણ વધારે વધારે બહાર આવતા જાય છે

પ્ર—સંતોષી થવાથી શું લાભ ?

ઉ—ચિત્તની શાંતિ થાય છે

પ્ર—વિવેકી થવાથી શું લાભ ?

ઉ—બીજાઓને આપણી તરફ પ્રેમ આવે છે

પ્ર—સુશીલ રહેવાથી શું લાભ ?

ઉ—આપણા સદ્‌ગુણનો આપણને લાભ મળે છે, અને બીજા લોકો આપણું વર્તન જોઇ જલ્દી તેવા થવાનુ શીખે છે

---

## મણકો ૬ ઠો

### ધર્મ-ઉપગરણની સમજ

પ્ર—જૈન એટલે કોણ ? ઉ—ક્રોધ, માન, માયા, લોભ વિગેરે દુર્ગુણો જીતનાર

પ્ર—જ્ઞાન એટલે શું ? ઉ—સાચા ખોટાની સમજણ

પ્ર—જૈનશાળા એટલે શું ? ઉ—જૈન ધર્મનો અભ્યાસ કરવાની શાળા

પ્ર—ઉપાશ્રય એટલે શું ? ઉ—ધર્મક્રિયા કરવાનુ સ્થાન; સાધુ મુનિરાજ પાસેથી ધર્મબોધ મેળવવાની જગ્યા

પ્ર—સાધુ એટલે કોણ ? ઉ—સંસાર છોડી ત્યાગી થઇ આત્માનુ સાધન કરનાર મહાત્મા

પ્ર—શ્રાવક એટલે કોણ ? ઉ—ધર્મ શ્રવણ કરનાર, સત્યધર્મની ક્રિયા પ્રમાણે વર્તનાર

પ્ર—ગુરૂ એટલે કાણ ? ઉ—જ્ઞાન આપનાર

પ્ર—સામાયિક એટલે શું ? ઉ—તમામ જાતના પાપ કરવાની બધી કરી અમુક વખત નિયમમા રહેવાની ધર્મ ક્રિયા

પ્ર—પ્રતિક્રમણ એટલે ? ઉ—પાપની માફી માગવી તે

પ્ર—પથરણુ એટલે શું ? ઉ—ધર્મક્રિયા વખતે પાથરવાનુ કપડું આસન

પ્ર—મુહપતિ એટલે શું ? ઉ—મુખ વસ્ત્રિકા, મ્હોડે રાખ વાનુ કપડુ

પ્ર—મર્યાદા એટલે શું ? ઉ—હદ, વિનય

પ્ર—વદણા એટલે શું ? ઉ—નમસ્કાર

પ્ર—ચઉવિહારના પચ્ચખાણ એટલે શું ? ઉ—ચારે આહારનો ત્યાગ

પ્ર—સચેત એટલે શું ? ઉ—જીવ સહિત

પ્ર—અચત એટલે શું ? ઉ—જીવ રહિત (વગર)

પ્ર—સૂત્ર એટલે શું ? ઉ—શાસ્ત્ર

પ્ર—ઠવણી એટલે શું ? ઉ—પુસ્તક રાખવાની લાકડાની ઘોડી

પ્ર—સમકિત એટલે શું ? ઉ—દેવ ગુરૂ ધર્મની શુદ્ધ શ્રદ્ધા

પ્ર—યત્ના એટલે શું ? ઉ—જત્ના, વિવેક

પ્ર—વ્યાખ્યાન એટલે શું ? ઉ—ધર્મબોધ

પ્ર—દયા એટલે શું ? ઉ—કરૂણા, અનુકંપા, લાગણી

પ્ર—નવકાર એટલે શું ? ઉ—નમસ્કાર (પચપરમેષ્ઠિને નમસ્કાર)

પ્ર—રજોહરણ એટલે શુ ? ઉ—રજ, ધુળ, જતુ વિગેરે સાફ કરવાનુ સાધન

પ્ર—ગુચ્છો એટલે શુ ? ઉ—રજ, ધુળ, જતુ વિગેરે સાફ કરવાનુ નાનુ સાધન

પ્ર—સવત્સરી એટલે શુ ? ઉ—વાર્ષિક ધર્મક્રિયા કરવાનો ભાદરવા શુદિ પાચમનો દિવસ

પ્ર—પાખી એટલે શુ ? ઉ—પદર પદર દિવસે આવતી ધર્મતિથિ

પ્ર—મહાવીર જયતિ એટલે શુ ? ઉ—મહાવીર ભગવાનના જન્મદિવસની ઉજવવામા આવતી તિથિ, ( ચૈત્ર શુદ ૧૩ )

---

## મણકો ૭ મો

### મહાવીર પ્રભુ

પ્ર—આપણા હાલના તીર્થકર કોણ ? ઉ—મહાવીર સ્વામી

પ્ર—આપણે કયા તીર્થકરના શાસનમા છીએ ? ઉ—મહાવીર સ્વામીના

પ્ર—મહાવીરસ્વામીનુ બીજુ નામ શુ ? ઉ—વર્ધમાનસ્વામી

પ્ર—મહાવીર પ્રભુના માતુશ્રીનુ નામ શુ ? ઉ—ત્રિસલા દેવી

પ્ર—મહાવીર પ્રભુના પિતાનુ નામ શુ ? ઉ—સિદ્ધાર્થ રાજા.

પ્ર—મહાવીર સ્વામીના બધુનુ નામ શુ ? ઉ—નદીવર્ધન

પ્ર—તેઓ જ્ઞાતે કોણ હતા ? ઉ—ક્ષત્રિય

પ્ર—તેમનો જન્મ કયા ગામમા થયો હતો ? ઉ—ક્ષત્રિય કુડ નગરમા

પ્ર—તેમનો જન્મ કઇ તિથિએ થયો ? ઉ—ચૈત્ર શુદિ તેરસ.
પ્ર—તે દિવસે આપણે શુ ઉજવીએ છીએ ? ઉ–મહાવીરજયતિ
પ્ર—મહાવીરસ્વામીનુ દેહમાન કેટલુ હતુ ? ઉ—સાત હાથ
પ્ર—દેહમાન એટલે શુ ? ઉ—શરીરનુ માપ ઉચાઇ
પ્ર—મહાવીરસ્વામીનુ આયુષ્ય કેટલુ હતુ ? C–બહુતેર વર્ષનુ
પ્ર—તેમણે કેટલા વર્ષની ઉમરે દીક્ષા લીધી ? ઉ–ત્રીસવર્ષની
પ્ર—દીક્ષા લીધા પછી તેમને કેવળજ્ઞાન ક્યારે થયું ?
ઉ—સાડાબાર વર્ષ ને એક પખવાડીયા પછી ?
પ્ર—કેવળજ્ઞાન એટલે શુ ? ઉ—સપૂર્ણ જ્ઞાન
પ્ર—કેવળજ્ઞાનમા પ્રભુ કેટલા વર્ષ રહ્યા ? ઉ–સાડી ઓગણ-
નીસ વર્ષ
પ્ર—કેવળજ્ઞાન થયા પછી પ્રથમ તેમણે શુ કર્યું ?
ઉ—ચાર તીર્થની સ્થાપના કરી
પ્ર—ચાર તીર્થ કયા કયા ? ઉ—સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા
પ્ર—ત્યારપછી શુ કયુ ? ઉ—કેવળજ્ઞાને કરી લોકમા અને
જીવોને દુઃખી થતા જાણીને તેઓને દુખોથી મુક્ત કરવ
માટે ધર્મ પરૂપ્યો, તેઓને મોક્ષમાર્ગ દેખાડયો પોતાન
અદ્દભુત દિવ્ય વાણી વડે અનેક જીવોને સસારસમુદ્રથ
તાર્યા, અનેક જીવોને દાનનો અપૂર્વ પાઠ શીખવ્યો
દયાનુ ખરૂ સ્વરૂપ સમજાવ્યું, અનેક જીવોની દયાને
પાલક અને ઉપદેશક સાધુ વર્ગ ઉત્પન્ન કર્યો દાન
શિયળ, તપ અને ભાવ એ ચાર મોક્ષના પગથીયાન
ખરૂ રહસ્ય શ્રાવક તથા સાધુ વર્ગને શીખવ્યુ પોતાન

ગણધરો-પ્રધાન શિષ્યોને જ્ઞાનના ભંડાર અને શાસ્ત્રોની અપૂર્વ વિદ્યા આપીને પોતે મોક્ષ પધાર્યા
પ્ર—મહાવીર પ્રભુ ક્યારે મોક્ષ પધાર્યા ?
ઉ—આસો વદ ૦)) દિવાળીને દિવસે
પ્ર—તે દિવસે આપણે શું ઉજવીએ છીએ ?
ઉ—દીપોત્સવી, દીવાળી પર્વ

## મણકો ૮ મો
### સામાન્ય પ્રશ્નોત્તરો

પ્ર—ગુરૂ કોણ ? ઉ—આત્માના હિતનો ઉપદેશ કરનાર
પ્ર—શિષ્ય કોણ ? ઉ—ગુરૂની આજ્ઞા પાળનાર અને ગુરૂની ભક્તિ કરનાર
પ્ર—દરિદ્ર કોણ ? ઉ—ઘણી તૃષ્ણાવાળો
પ્ર—શ્રીમંત કોણ ? ઉ—સર્વ પ્રકારે સંતોષી
પ્ર—મૂર્ખ કોણ ? ઉ—અમૂલ્ય ભવ ગુમાવે તે
પ્ર—ચતુર કોણ ? ઉ—જન્મ સફળ કરે તે
પ્ર—બધિર (બ્હેરો) કોણ ? ઉ—હિતબોધ ન સાંભળે તે
પ્ર—મુંગો કોણ ? ઉ—અવસરે ઉચિત બોલતા ન આવડે તે
પ્ર—અંધ કોણ ? ઉ—વિષયમાં આસક્ત (કામી)
પ્ર—પુન્ય શું ? ઉ—જેનું પરિણામ ઇષ્ટ હોય તેવા શુભ કર્મો
પ્ર—પાપ શું ? ઉ—જેનું પરિણામ અનિષ્ઠ હોય તેવા અશુભ કર્મો

પ્ર—મોક્ષ શુ ? ઉ--સર્વ કર્મથી મુકાવુ તે
પ્ર--સંસાર શુ ? ઉ--જન્મ મરણના ફેરા ફરવા તે
પ્ર—વ્યાપારી કોણ ? ઉ--વિવેકપૂર્વક અને પ્રમાણીકપણે વેપાર કરે તે
પ્ર—નૃપતિ કોણ ? ઉ--મનુષ્યોનુ ન્યાયપૂર્વક પાલન કરે તે
પ્ર—ક્ષત્રિય કોણ ? ઉ—નાશ થતુ અટકાવી રક્ષણ કરે તે
પ્ર--બ્રાહ્મણ કોણ ? ઉ—આત્મતત્વ (બ્રહ્મ) જાણે તે
પ્ર—માણસ કોણ ? ઉ—જેનામાં મનુષ્યત્વ (માણસાઈ) હોય તે
પ્ર—દેવ કોણ ? ઉ—જેનામા દિવ્ય ગુણો ભરેલા હોય તે
પ્ર—ઉત્તમ દાન કયુ ઉ—અભયદાન અને જ્ઞાનદાન
પ્ર—પવિત્ર કોણ ? ઉ—નિષ્કપટી અંત કરણવાળો.
પ્ર—વિશ્વને કોણે જીત્યુ ? ઉ—જેણે મનને જીત્યુ તેણે
પ્ર—ધર્મનુ સ્વરૂપ શુ ? ઉ—પરમ સત્ય
પ્ર--ધર્મવૃક્ષનુ ફળ શુ ? ઉ--મોક્ષ નિર્વાણ
પ્ર--મોક્ષનુ પ્રથમ પગથીઉ કયુ ? ઉ--સતશાસ્ત્રનુ શ્રવણ
પ્ર--મોક્ષનુ બીજ શુ ? ઉ—સમ્યગ્જ્ઞાન, (ખરુ જ્ઞાન)
પ્ર- મોક્ષફળનો રસ શુ ઉ—પરમાનંદ
પ્ર--પરમ આનંદ સ્વરૂપ કોનુ ? ઉ—આપણા આત્માનુ

---

મણકો - મો

અભક્ષ્ય વસ્તુઓ અને વ્યસન ત્યાગ

પ્ર--અભક્ષ્ય એટલે શુ ? ઉ—નહિ ખાવા યોગ્ય
પ્ર--નહિ ખાવા યોગ્ય કઈ કઈ વસ્તુઓ છે ?
ઉ -દારૂ માંસ, કંદમુળ મધ, માખણ વગેરે

પ્ર—તે વસ્તુઓનો ઉપયોગ કરે તો શુ થાય?
ઉ—દયા ધર્મનો નાશ થાય, મહા પાપ લાગે અને બુદ્ધિમા વિકાર થાય
પ્ર—વ્યસન કેટલા છે ? ઉ—સાત
પ્ર—તેના નામ શુ ? ઉ—જુગાર, માસાહાર, દારૂ, વેશ્યાગમન, શિકાર, ચોરી અને પરસ્ત્રીગમન
પ્ર—જુગારથી શુ નુકસાન ?
ઉ—જુગાર રમવાથી સર્વ સદ્ગુણોનો નાશ થઇ દુર્ગુણો વધે છે, નીતિ અને ધર્મનો નાશ થાય છે, ચિત્તને હમેશા આકુળ વ્યાકુળ રાખે છે અને લાજ તથા આબરૂ ગુમાય છે જુગારનુ વ્યસન એટલુ બધુ ખરાબમા ખરાબ છે કે જુઠ, ચોરી, વ્યભિચાર ઇત્યાદિ અનેક પ્રકારના દુર્ગુણો જુગારમાથી પેદા થાય છે
પ્ર—જુગાર રમવાથી કોને કોને નુકસાન થયુ ?
ઉ—જુગાર રમવાથી પાચ પાડવોને બાર વરસ સુધી વનવાસ ભોગવવો પડયો તેમજ નળરાજાને પણ પોતાનુ તમામ રાજપાટ ગુમાવવુ પડયુ, તથા દમયતી સાથે વનમા રખડી અનેક દુખો સહન કરવા પડયા, વગેરે ઘણાજ નુકસાનો થાય છે
પ્ર—માસાહાર કરવાથી શુ નુકસાન ?
ઉ—માસાહાર કરવાથી જીવહિસાનુ મહા પાપ લાગે છે દયાનો જરાપણ અશ રહેતો નથી માસ ખાવાથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે એટલુ જ નહિ પણ ક્ષય, કઠમાળ રક્ત

પિત વગેરે અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે
પ્ર—દારૂ પીવાથી શું નુકસાન ?
ઉ—દારૂ એ જીવડાઓનું સત્વ છે વળી તેને બનાવતા અનેક ત્રસ જીવોનો સંહાર થાય છે તેથી બુદ્ધિનો નાશ થાય છે, શરીરનું ભાન રહેતું નથી દારૂ પીનાર આ દુનિયામાં નિંદાય છે, કોઈ તેનો વિશ્વાસ કરતું નથી પૈસો અને આબરૂ ગુમાવે છે અને અંતે પાયમાલ થઈ મહા દુઃખ પામે છે
પ્ર—કંદમૂળ શું કહેવાય ? ઉ—વનસ્પતિનો જે ભાગ ભોંયમાંજ ઉત્પન્ન થાય તેને કંદમૂળ કહીએ.
પ્ર—કંદમૂળ ખાવાથી શું નુકસાન ?
ઉ—કંદમૂળના એકેક ઝીણામાં ઝીણા કકડામાં અનંત જીવો રહેલા છે તે સર્વની હિંસા થાય છે વળી કંદમૂળ ખાવાથી તમોગુણ એટલે તામસી સ્વભાવ ઉત્પન્ન થાય છે,
પ્ર—તે કંદમૂળના નામ ક્યા ક્યા ?
ઉ—લસણ, ડુંગળી, આદુ સુરણ, ગાજર, થેક, શકરીયા, બટાટા, મુળાના કાંદા, ગરમર વગેરે
પ્ર- મધ તથા માખણ ખાવાથી શું નુકસાન ?
ઉ- મધ ! અંદર ઘણા બેઈંદ્રિ જીવો રહેલા હોય છે મધ પુડામાં પણ અનેક છોકરા તથા ઈંડાંઓ હોય છે મધ મેળવનાર મધપુડો લેવા જતા મધમાખીઓ તરફ જે ઘાત કીંઘણ ગુજારે છે તે ઘણું ત્રાસદાયક છે વળી જે મધમાખી ઓએ અથાગ પરિશ્રમ લઈ પોતાના માટે બાંધેલ ઘરો

તથા એકઠો કરેલો ખોરાક લુટી લેવો એ મહા અનર્થ કહેવાય અને તેનુ પાપ મધ ખાનારને લાગે છે વળી માખણમા પણ છાશમાથી કાઢયા પછી બે ડાજ વખતમા ત્રસ જીવો ઉપજવા માડે છે તેથી તે અભક્ષ ગણાય છે

પ્ર—ચોરી કરવાથી શુ નુકસાન ?

ઉ—રાજગુન્હો લાગુ પડવાથી જેલમા જવુ પડે છે અને લોકમાં આપણી લાજ જાય છે.

પ્ર—પરસ્ત્રી ગમનથી શુ નુકસાન ?

ઉ—પ્રથમ તો પૈસો જાય, પરમીયો થાય, ચાંદી પડે, વિસ્ફોટક ઇત્યાદિ રોગ થાય, ચામચોરીનો ગુન્હો લાગુ પડવાથી જેલજાત્રા કરવી પડે અને કોઇ વખત અકાળ મૃત્યુ પણ થાય અને મરીને દુર્ગતિમા જવુ પડે

પ્ર—તે માટે શ્રાવકોએ શુ કરવુ જોઇએ ?

ઉ—દયાધર્મ પાળનાર અને નિષ્પાપપણે રહેનાર શ્રાવકોએ કદિ પણ અભક્ષ્ય વસ્તુઓનો ઉપયોગ કરવો નહિ તેમજ કોઇપણ જાતનુ વ્યસન સેવવુ નહિ અને અહર્નિશ સત્ય અને શીલવૃતિમા પ્રવૃત્ત રહી આત્મકલ્યાણ સાધવુ જોઇએ

---

## મણકો ૧૦ મો

### લોક અને અલોક

પ્ર —આ દુનિયાને આપણે કેવા નામથી ઓળખીએ છીએ ?

ઉ—લોક

પ્ર—લોક એટલે શુ ? ઉ—જેમા નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિના જીવો વસે તે
પ્ર— લોકના મુખ્યત્વે કરીને કેટલા વિભાગ પાડી શકાય ? ઉ–ત્રણ
પ્ર—કયા કયા ? ઉ—ઉર્ધ્વલોક, અધોલોક અને ત્રાંછોલોક
પ્ર—ઉર્ધ્વ લોક એટલે શુ ? ઉ—ઉંચો લોક
પ્ર—અધોલોક એટલે શું ? ઉ—નીચો લોક
પ્ર—ત્રીછો લોક એટલે શુ ? ઉ—મધ્યમ (વચલો) લોક
પ્ર—ઉર્ધ્વ લોકમા કોણુ રહે ? ઉ—દેવતાઓ
પ્ર—અધો લોકમા કોણુ રહે ? ઉ—નારકી
પ્ર—અધો લોકમા બીજુ કોઇ રહેતુ હશે ? ઉ—હા ભવન પતિ અને પરમાધામી દેવો
પ્ર—પરમાધામી એટલે શુ ? ઉ—પરમઅધર્મી, ઘણુ પાપ કરનાર
પ્ર—પરમાધામી ત્યા રહી શુ કરતા હશે ? ઉ—નિરંતર નારકીના જીવોને માર મારે અને ઘણું દુ ખ દે
પ્ર—ત્રીછાલોકમા કોણુ રહેતુ હશે ? ઉ —આપણે (મનુષ્ય)
પ્ર—બીજુ કોણુ રહે છે ? ઉ—પશુ પક્ષી વિગેરે તિર્યંચ તથા વ્યંતર દેવો
પ્ર—નારકી એટલે શુ ? ઉ—નરકમા વસનાર–જેણે ઘણુ જ પાપ કર્યું હોય તે
પ્ર—લોકને ફરતું શુ હશે ? ઉ—અલોક
પ્ર—અલોક કેવડો છે ? ઉ—અનંતો
પ્ર—અલોકમા શું હશે ? ઉ —એકલુ આકાશ–ખાલી જગ્યા

પ્ર—લોક કેવડો છે ? ઉ—અસખ્યાતા જોજન લાબો, પહોળો અને ઉચો
પ્ર—લોકમા કેટલા જીવો હશે ? ઉ—અનતા
પ્ર—અનતા એટલે ? ઉ—જેનો અત ન આવે તે
પ્ર—લોક મોટો કે અલોક ? ઉ—અલોક
પ્ર—લોક અને અલોક મળીને શુ કહેવાય ? ઉ—લોકાલોક

---

## મણકો ૧૧ મો.
### જીવ અને અજીવ

પ્ર—દુનિયામા મુખ્ય તત્વો કેટલા ? ઉ—બે જીવતત્વ અને અજીવતત્વ.
પ્ર—જીવનુ લક્ષણ શુ ? ઉ—ચેતન્ય લક્ષણ
પ્ર—અજીવ એટલે શુ ? ઉ—જેનામા જીવ ન હોય તે
પ્ર—અજીવનુ લક્ષણ શુ ? ઉ—જડ લક્ષણ.
પ્ર—માણસ મરી ગયા પછી તેના શરીરને શુ કરે છે ?
ઉ—અગ્નિમા સળગાવી દે છે
પ્ર—તેને દુ ખ થાય કે ન થાય ? ઉ—ન થાય
પ્ર- કેમ ન થાય ? ઉ—તેનામા જીવ નથી
પ્ર- સુખદુ ખ ક્યાસુધી જાણવામા આવે ? ઉ—શરીરમા જીવ હોય ત્યાસુધી
પ્ર—સુખ દુ ખ કોણ જાણે છે ? શરીર કે જીવ ઉ—જીવ
પ્ર—જીવ આપણાથી દેખી શકાય કે નહિ ? ઉ—ના તે અરૂપી છે

પ્ર--શરીરમા જીવ કઇ જગ્યાએ રહેતો હશે ?
ઉ--આખા શરીરમા જીવ વ્યાપી રહેલો છે
પ્ર--જીવને કોઇ મારવા ધારે તો મર કે નહિ ?
ઉ--ના, તે અમર છે, અવિનાશી છે
પ્ર--ત્યારે મરી જવુ એટલે શુ ? ઉ--જીવને શરીરથી જુદુ થવુ
પ્ર--જીવ શરીર છોડીને કયા જાય ? ઉ--બીજા શરીરમા ઉપજે
પ્ર- જીવ કોણે ઉત્પન્ન કર્યો ? ઉ--કોઇએ નહિ તે અનાદિ છે
પ્ર--ઉત્પન્ન કર્યા વિના તે એની મેળે કેવી રીતે થાય ?
ઉ- કોઇએ ઉત્પન્ન કરેલ વસ્તુનો અવશ્ય નાશ હોવોજ જોઇએ પણ આ જીવનો કોઇ કાળે નાશ થતો નથી માટે તેનો ઉત્પન્ન કરનાર કોઇજ નથી તે સિદ્ધ થાય છે
પ્ર--જીવ લોકમા ઝાઝા કે અલોકમા ? ઉ--લોકમા (અલોકમા તો માત્ર આકાશજ છે)
પ્ર--જીવનુ બીજુ નામ શુ ? ઉ--આત્મા
પ્ર--માણુસનો આત્મા મોટો કે કીડીનો ? ઉ--બન્નેના આત્મા સરખાજ છે
પ્ર--ત્યારે માણુસ મરીને કીડી થાય તો તેવડા નાના શરીરમાં કેમ સમાઇ શકે ?
ઉ--એક દીવો આખા ઓરડામા અજવાળુ આપે છે પણ તે દીવા ઉપર એક વાસણ ઢાંકીએ તો તેટલાજ ભાગમા તેનુ અજવાળુ સમાઇ જાય. તેવી રીતે જીવ પણ શરીર પ્રમાણે વ્યાપીને રહે છે
પ્ર--આપણે જે જે જડ વસ્તુઓ જોઇએ છીએ તે કેવી કહે

વય ? ઉ– અજીવ
પ્ર—ચોપડી જીવ કે અજીવ ? ઉ—અજીવ
પ્ર—કલમ જીવ કે અજીવ ? ઉ—અજીવ
પ્ર—કથવા જીવકે અજીવ ? ઉ—જીવ
પ્ર-ઘડિયાળ જીવ કે અજીવ ? ઉ—અજીવ
પ્ર—આપણુ શરીર જીવ કે અજીવ ? ઉ—અજીવ
ઉ—જીવ અને અજીવમા શો ફેર ? ઉ—જીવનુ લક્ષણ ચેતન્ય છે અને અજીવનુ અચેતન એટલે જડ લક્ષણ છે
પ્ર-જીવ જાણીને શુ કરવુ ? ઉ—તેનાપર દયા રાખવી
પ્ર—અજીવ જાણીને શુ કરવુ ? ઉ-તેનાપરથી મોહ ઉતારવો
પ્ર—સર્વ પદાર્થનો કયા બે તત્ત્વમા સમાવેશ થાય છે ? ઉ—જીવ અને અજીવ

---

## મણકો ૧૨ મો.

### ત્રસ અને સ્થાવર

પ્ર-જીવના મુખ્ય ભેદ કેટલા ? ઉ બે, (ત્રસ અને સ્થાવર)
પ્ર—ત્રસ એટલે શુ ? ઉ-પોતાની મેળે હાલી ચાલી શકે તે
પ્ર—તે જીવ કયા કયા? ઉ-બેઇદ્રિ, તેઇદ્રિ ચારેદ્રિ અને પચદ્રિ
પ્ર—સ્થાવર એટલેશુ ? ઉ—સ્થિર જીવો જે પોતાની મેળે હાલી ચાલી ન શકે તે
પ્ર—તે જીવ કેટલી જાતના છે ? ઉ—પાચ જાતના
પ્ર—કયા કયા ?ઉ-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો અનેવનસ્પતિ
પ્ર—બેઇદ્રિ જીવો કયા કયા ? ઉ—કોડા, છીપ, જળો, અળ

મીયા ચરમીય વિગેરે

પ્ર—તેઇંદ્રિય જીવો કયા કયા ? ઉ—જુ લીંખ, માંકડ, ચાચડ, કથવા, ધનેરા વિગેરે

પ્ર—ચોરેંદ્રિય જીવો કયા કયા ? ઉ—ભમરા વીંછી માખી કરોળીઆ, પતંગીઆ વિગેરે

પ્ર—પચેંદ્રિય જીવના કેટલા ભેદ ? ઉ—ચાર (નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા)

પ્ર—તમે ત્રસ કે સ્થાવર ? ઉ-ત્રસ

પ્ર—હાથી ઘોડા, ઉંટ, ગાય, ભેસ વગેરે ત્રસ કે સ્થાવર ? ઉ—ત્રસ

પ્ર—જુ, માખી, વીંછી, સપ, ત્રસ કે સ્થાવર ? ઉ-ત્રસ

પ્ર—ઝાડ ત્રસ કે સ્થાવર ? ઉ—સ્થાવર

પ્ર—અગ્નિના જીવો ત્રસ કે સ્થાવર ? ઉ—સ્થાવર

પ્ર—કાચી માટી ત્રસ કે સ્થાવર ? ઉ—સ્થાવર

પ્ર—કબાટ ત્રસ કે સ્થાવર ? ઉ—તેનામા જીવ નથી માટે કાઇ કહેવાય નહિ

પ્ર—કુલ કેટલી કાયના જીવો છે ? ઉ—છ, (પૃથ્વીકાય, અપકાય તેઉકાય વાઉકાય, વનસ્પતિકાય, ત્રસકાય )

પ્ર—પાણીના જીવો કઇ કાયમા ? ઉ—અપકાયમા

પ્ર—અગ્નિના જીવો કઇ કાયમા ? ઉ—તેઉકાયમા

પ્ર—નારકીના જીવો કઇ કાયમા ? ઉ—ત્રસ કાયમા

પ્ર—છકાય જીવના ઇંદ્રિ આશ્રયે કેટલા ભેદ છે ?
ઉ—પાચ એકેંદ્રિ, બેઇંદ્રિ તેઇંદ્રિ, ચૌરેંદ્રિ અને પચેંદ્રિ)

પ્ર—પાચ સ્થાવર કઈ ઇંદ્રિયમા ? ઉ—એકેદ્રિયમા
પ્ર—મનુષ્ય તથા દેવના કઇ ઇંદ્રિયમા ? ઉ—પચેદ્રિમા
પ્ર—પચેદ્રિ એટલે શુ ? ઉ—પાચ ઇંદ્રિય
પ્ર—પાચ ઇંદ્રિય કઇ કઇ ? ઉ- કાયા, મ્હો, નાક, આખ અને કાન
પ્ર—તે સર્વે ત્રસ અને સ્થાવર જીવો જાણીને શુ કરવુ ?
ઉ—દરેક જીવોપર અનુકપા-દયા રાખવી અને સર્વને સરખા ગણવા

---

## મણકો ૧૩ મો
### પુણ્ય અને પાપ.

પ્ર—સર્વ જીવો સમાન હોવા છતા કેટલાક માણસો ભુખે મરે છે અને કેટલાકને ખાવાપીવાનુ પુરતુ સુખ હોય છે તેનુ શુ કારણ ? ઉ—પોતાના શુભાશુભ કર્મો તેનુ કારણ છે
પ્ર—શુભ કર્મ એટલે શુ ? ઉ—પુણ્યકર્મ, સારાકર્મ
પ્ર—અશુભકર્મ એટલે શુ ? ઉ—પાપકર્મ, નઠારાકર્મ
પ્ર- શુભકર્મ અથવા પુણ્ય શાથી પ્રાપ્ત થાય ? ઉ—બીજા જીવોને શાતા ઉપજાવવાથી તથા સારા વિચાર કરવાથી
પ્ર—જીવ પાપ શાથી બાધે છે ? ઉ—બીજા જીવોને દુખ આપવાથી, અનીતિ અને અધર્મને માર્ગે ચાલવાથી અને ખરાબ વિચાર કરવાથી
પ્ર—પુણ્યના ફળ કેવા છે ? ઉ—મીઠા જીવને પ્રિયકારી
પ્ર -પાપના ફળ કેવા છે ? ઉ—કડવા જીવને કલેશકારી
પ્ર—રાજા હોય તે રાક થાય કે નહિ ? ઉ—હા, તેના પાપ

કર્મનો ઉદય થાય તો રાક પણ થઇ જાય

પ્ર- રાક હોય તે રાજા થાય કે નહિ ? ઉ—હા, તેના પુણ્યના ઉદયથી રાજા પણ થાય

પ્ર—કેટલાક જીવો પાપી હોવા છતા સુખ સાથી ભોગવે છે ?

ઉ—તેના પૂર્વનાં પુણ્ય ના ઉદયથી

પ્ર—કેટલાક જીવો ધર્મી–પુણ્ય કરનારા હોવા છતા દુખી કેમ હોય છે ? ઉ—તે તેના પૂર્વના પાપના ઉદયથી

પ્ર—પુણ્ય પાપનો ઉદય થયો કેમ કહેવાય ? ઉ—કરેલા પુણ્યપ્રાપનો જ્યારે આપણને બદલો મળે એટલે આપણે તેના સારા નરસા ફળો ભોગવીએ ત્યારે.

પ્ર—પુણ્યના ઉદયથી જીવ કઇ ગતિ પામે ? ઉ મનુષ્યની કે દેવની

પ્ર—મનુષ્યગતિમા પણ કેટલાક જીવો હલકા કુળમા અને નીચ ખાનદાનમા ઉપજે છે તે શાથી ? ઉ—તેના પાપકર્મના ઉદયથી

પ્ર—પાપના ઉદયથી જીવ કઇ ગતિ પામે ? ઉ—નારકીની કે તિર્યંચની

પ્ર—પુણ્ય પાપ અથવા શુભાશુભ કર્મથી મુક્ત થયેલ જીવ કઇ ગતિ પામે ? ઉ—સિદ્ધગતિ-મોક્ષગતિ

પ્ર—સિદ્ધ ગતિ અથવા મોક્ષગતિ સાધવા માટે પુણ્યની જરૂર છે ?

ઉ—હા પુણ્યના ઉદય વગર મનુષ્યભવ, આર્ય દેશ, ઉત્તમકુળ, જૈનધર્મ, સતસમાગમ, શાસ્ત્રશ્રવણ અને શુભ જોગવાઇ ઓ મળતી નથી માટે તેવી જોગવાઇઓ વિના મોક્ષ ગતિ પામી શકાય નહિ માટે જીવને પુણ્યકર્મની ખાસ જરૂર છે

---

# શ્રી
# જૈન કાવ્ય સંગ્રહ.

---

## પંચ પરમેષ્ટીને નમસ્કાર

ગઝલ

સકલ મગલ મહીં મગલ, મહા મગલ ગણુ જેને,
પ્રભુ તે પચ પરમેષ્ઠિ, નમુ છુ પ્રેમથી તેને ૧
અરિહંતો જીનેશ્વર, જે જીતીને રાગ દ્વેષોને,
વર્યા છે જ્ઞાન કેવળને, નમુ છુ પ્રેમથી તેને ૨
બીજા છે સિદ્ધ પરમાત્મા, કરીને ભસ્મ પાપોને,
વિરાજે મુક્તિ પદમા જે, નમુ છુ પ્રેમથી તેને ૩
ધરી ચારિત્ર આચાર્યો, ધરાવે ભવ્ય જીવોને,
વિદારે કર્મના મળને, નમુ છુ પ્રેમથી તેને ૪
ભણાવે જે ઉપાધ્યાયો, સકલ સિદ્ધાત સમજીને
રમે છે જ્ઞાનના દાને, નમુ છુ પ્રેમથી તેને, ૫
સકળ લોકે મુનિરાજો, જગતના મોહ મારીને,
સુધાર્યા આત્મ શુદ્ધિમા, નમુ છુ પ્રેમથી તેને ૬
અમારી આત્મ શુદ્ધિનો, વહાલો મત્ર બોલીને,
લેવાને અમર પદને, નમુ છુ પ્રેમથી તેને ૭

---

## વદન કરવા વિષે

ગઝલ

વિધિથી વદના કરવા, વિનયથી ધ્યાન ધારૂં છુ,
દયાળુ પચ પરમેષ્ટી, તમોને પાય લાગુ છુ ૧
પ્રદક્ષિણા કરૂ જમણી, હવે હુ હાથ જોડુ છુ,
કરીને નાથ સ્તુતિ હુ, તમોને પાય લાગુ છુ ૨
કરીને વદના તમને, સકળ સન્માન અર્પુ છુ,
વધાવો ખુબ માનેથી, તમોને પાય લાગુ છુ ૩
તમે તો પચ પરમેષ્ઠી, અતિ કલ્યાણકારી છો,
મહા મગળ તણા દાતા, તમોને પાય લાગુ છુ ૪
દીપો છો દેવ સરખા ને, અતિશય જ્ઞાનવતા છો,
ખરે મન વાણી કાયાથી, તમોને પાય લાગુ છુ ૫

---

## શ્રાવક કેવા હોય ?

ભુજગી

સુણો બાળકો ! શ્રાવકો હોય કેવા ?
ચહે જેમની સેવના દેવ જેવા,
જિનાજ્ઞા વિચારે યથાશક્તિ પાળે,
સદા ધર્મના ધોરી પથે જ ચાલે. ૧
બધા જીવને આત્મ જેવા પિછાણી,
પીડે તે નહીં કો દિને કોઇ પ્રાણી,
ધરી ધૈર્ય ને ધર્મનુ ધ્યાન ધારે,
સદા સર્વનુ હિત ચિત્તે વિચારે ૨

ઝરે આંખમાંથી અમી કેરી ધારા,
બધા પ્રાણીને હોય તે પૂર્ણ પ્યારા,
દુભાયે નહીં જે વડે કોઇ પ્રાણી,
વદે સત્ય ને મિષ્ટ તેવી જ વાણી. ૩
કદી દેહના ટુકડા કોડ થાય,
તજે તોય ના ધર્મ ને નીતિ ન્યાય,
તજી દુર્ગુણો સદ્‌ગુણોને સજે છે,
પ્રભુને બહુ ભાવથી તે ભજે છે ૪

જ ના કામદાર

## સર્વમાન્ય ધર્મ

ચોપાઇ

ધર્મતત્ત્વ જો પુછ્યુ મને, તો મ ભળાવુ સ્નેહે તને,
જે સિદ્ધાંત સકળનો સાર, સર્વમાન્ય સહુનો હિતકાર ૧
ભાખ્યુ ભાવણમા ભગવાન, ધર્મ ન બીજો દયા સમાન,
અભયદાન સાથે સતોષ, દ્યો પ્રાણીને, ટળવા દોષ ૨
સત્ય, શીળ, ને સઘળા દાન, દયા હોઈને રહ્યા પ્રમાણ,
દયા નહીં તો એ નહીં એક, વિના સૂર્ય કિરણ નહીં દેખ ૩
પુષ્પપાખડી જ્યા દૂભાય, જિનવરની ત્યા નહીં આજ્ઞાય,
સર્વ જીવનુ ઇચ્છો સુખ, મહાવીરની એ શિક્ષા સુખ્ય ૪
સર્વ દર્શને એ ઉપદેશ, એ એકાતે—નહીં વિશેષ,
સર્વ પ્રકારે જિનનો બોધ, દયા દયા નિર્મળ અવિરોધ ! ૫

એ ભવતારક સુંદર રાહ, ધરિયે તરિયે કરી ઉત્સાહ,
ધર્મ સકળનું એ શુભ મૂળ, એ વણ ધર્મ સદા પ્રતિકૂળ ૬

શ્રીમદ્ રાજચંદ્ર

---

## ગુરૂ

દોહરા

ગુરૂ બેઠા શુભવ્રત આ, સુખકર સંયમ ધાર,
નિત આપે ઉપદેશને કરતા પર ઉપકાર. ૧
જયવંતા જિનરાજનું, ધરતા નિત્યે ધ્યાન,
પાંચ મહાવ્રતને ધરે, નહિ રાખે અભિમાન. ૨
વંદો એ મુનિરાજને, સંભારી ઉપકાર,
ગુણ ગાતા ગુરૂરાજના, પામો ભવનો પાર ૩

જૈન ધર્મ પ્રવેશ પોથી '

---

## પંચ પરમેષ્ટીને નમસ્કાર

દોહરા

જય કરનારા જિનવરા, દુ:ખ હરનારા દેવ,
પાઠ પહુ પહેલો પ્રભુ, નમનનહો નિત્યમેવ ૧
પ્રથમ નમું અરિહંતને, બીજા સિદ્ધ ભગવંત
ત્રીજા શ્રી આચાર્યને, નમું તજી દઈ તંત ૨
ઉપાધ્યાય ઉપકારી આ, જ્ઞાન તણા દાતાર,
નમન કરૂં નિર્મળ થવા ભવજળ તારણહાર, ૩

સાધુ સુંદર લોકમાં સાધવીઓ શણગાર,
સઘળાને સ્નેહે હજો, વન્દન વારંવાર ૪
નમસ્કાર પદ પાંચ છે, પાપ તણા હરનાર,
સર્વ જગતના કામમાં, મંગળના કરનાર ૫
મુનિ શ્રી નાનચંદ્રજી

## ભણનારાને ભલામણ

નાગચ ૭૬

જરૂર જૈનશાળામાં જતા વિવેક રાખવો,
કહે ગુરૂ તે કાનમાં ઉતારી સ્વાદ ચાખવો ૧
અસત્ય બોલનારની પ્રતીત ઉઠી જાય છે,
અસત્યથી અનેક દોષ આખરે જણાય છે ૨
દયા પરોપકારમાં વિશેષ ધ્યાન દીજીયે,
સદાય ધૈર્ય નમ્રતા ધરી સુકાર્ય કીજીયે ૩
હરેકને હણ્યાથી પ્રાણ આપણા હણાય છે
જરૂર તેહ પાપથી પછી દુઃખો જણાય છે. ૪
ધરી ક્ષમા સદૈવ જીવ સર્વને ખમાવીએ,
કદીય દ્વેષ કલેશના ન બીજ લેશ વાવીએ, ૫
સુશીલતા ધરી સદૈવ દુર્ગુણો દબાવીએ,
સદાય જૈનશાળામાં ક્રમ ગવીજ આવીએ ૬
કહેલ શીખ સાંભળી ખરાબ ટેવ ટાળવી,
ગુરૂ તણા પ્રબોધથી પવિત્ર રીત પાળવી ૭
મુનિ શ્રી નાનચંદ્રજી

## પ્રભુ ભક્તિ

હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું, દીનાનાથ દયાળ,
હું તો દોષ અનંતનું, ભાજન¹ છું કરૂણાળ ૧
નથી આજ્ઞા ગુરૂદેવની, અચળ કરી ઉરમાંહિ;
આપતણો વિશ્વાસ દૃઢ ને પરમાદર² નાહિ ૨
'હું પામર શું કરી શકું,' એવો નથી વિવેક,
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક ૩
કેવળ કરુણા મૂર્તિ છો, દીનબંધુ દીનનાથ,
પાપી પરમ અનાથ છું ગ્રહો પ્રભુજી હાથ ૪
અનંત કાળથી આથડયો વિના ભાન ભગવાન,
સેવ્યા નહિ ગુરૂ સંતને, મૂકયું નહિ અભિમાન. ૫
પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્ગુરૂ પાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરીએ કોણ ઉપાય ? ૬
પડી પડી પ્રભુ પદપંકજે,³ ફરી ફરી માગું એજ
સદ્ગુરૂ સંત સ્વરૂપ તુજ એ દૃઢતા કરી દેજ ૭

શ્રીમદ્ રાજચંદ્ર

---

## સત્ય વિષે

દોહરો

જે શ્રાવકનો સુત વદે સાચે સાચી વાત
લાજ વધારી તે બને, લોક વિષે વિખ્યાત ૧
વિશ્વતણા વ્યવહારમાં, છે સાચાનું માન;

---

૧ પાત્ર ૨ બહુ આદરભાવ. ૩ પ્રભુના ચરણ કમળમાં

સર્વ કરે જન પ્રેમથી, સાચાનુ ગુણ ગાન ૨
એક સાચની આટમા, લાખતણો વેપાર,
આંચ ન આવે સાચમા, સુધરે આ સંસાર ૩
જુઠાનુ જગમા ઘટે, માન મળે અપમાન,
મૃષાવાદના[1] પાપથી, તે થાયે હેરાન ૪
માટે શ્રાવક બાળ સૌ, બોલો સાચી વાત,
સત્યતણુ વ્રત ધારીને, સુખ પામો ભલીભાત ૫

જૈન ધર્મ પ્રવેશ પોથી

## વિનય વિષે

દોહરો

'વિનય ધર્મનુ મૂળ' એ, જિનવરનો ઉપદેશ,
વિનય વેરીને વશ કરે વિનય હરે સૌ ક્લેશ ૧
વિનયે ગુરૂવર રીઝશે, દેશે વિદ્યા દાન,
વિદ્યાથી આ વિશ્વમા, મળશે મ્હોટુ માન ૨
વિનય વિના નહિ માન ને, વિનય વિના નહિ મિત્ર,
વિનય વિના નહિ પુણ્યનો, પામો પથ પવિત્ર ૩
વિનય વિના નહિ જ્ઞાન ને, જ્ઞાન વિના નહિ ધર્મ,
ધર્મ વિના ટળશે નહિ, દુખકર આઠે કર્મ ૪
માત પિતા ગુરુ દેવ ને, મોટેરા જન જેહ,
નમ્રપણે તેની તમે, સેવ કરો ધરી સ્નેહ ૫

ક જા કામદાર

[1] ખોટુ બોલતા

## સઘ[1] માહાત્મ્ય

ભેરવીની છયા

શ્રી સઘ તીરથ હોય છે, શ્રી સઘ સાચા નેત્ર છે,
શ્રી સઘ ગગા માત છે, એ દેવતા સાક્ષાત છે ૧
શ્રી સઘ ભવજળતીર છે, શ્રી સઘ ઝરણા નીર છે,
અમૃત અનુપમ ખીર છે, જ્યા વડિલ નાયક વીર[2] છે ૨
શ્રી સઘ સેવા જે કરે, નર તે જ શિવ રમણી વરે,
દર્શન થતા નયનો ઠરે, સૌ પાપ તાપ બરે ! ખરે[3] ૩
જ્યા સઘ પર નહિ પ્યાર ત્યા, ધિક્ માનવી અવતાર ત્યા,
સદ્ગુણ તણો સહાર ત્યા, અઘ દરદ દુ ખ અ ગાર ત્યા ૪
જ્ઞાતિ મગા સ્નેહી થકી, શ્રી ધર્મપ્રેમ વધે નકી,
એ ધારણા ધરવી પકી, તો સપતિ રે'શે ટકી ૫

પ્રા મો શાહ

---

## જીવદયા વિષે

ચોપઇ

જગતમા ઝીણા જનમે જત, પળમા ઉપજે પળમા અ ત,
ભૂ જળ અગ્નિ વાયુ ધામ, તેમા વસતા જતુ માસ ૧

---

૧ સધ-સાધુ સાધ્વી શ્રાવક અને શ્રાવિકા એ ચારનો સમુદાય
૨ મહાવીર પ્રભુ ૩ ખરી જાય

શ્રાવક તેની રક્ષા કરે, જતના સાથે ડગલું ભરે;
એજ અહિંસાધર્મ પ્રમાણ, એ જિનવરની આના જાણુ ૨
પાપી હિંસા કરતા ફરે, ધર્મી શ્રાવક તેથી ડરે,
જીવદયાના પાળક જેહ, ગણુવા શ્રાવક સઘળા તેહ ૩

જૈનધર્મ પ્રવેશ પોથી

---

## અમૂલ્ય તત્ત્વવિચાર

હરિગીત

બહુ પુણ્યકેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે ! ભવચક્રનો આંટો નહિ એકકે ટળ્યો,
સુખ પ્રાપ્ત કરતા સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો ! રાચી રહો ? ૧
લક્ષ્મી અને અધિકાર વધતા, શું વધ્યું તે તો કહો ?
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું એ નય ગ્રહો
વધવાપણું સંસારનું નર દેહને હારી જવો
એનો વિચાર નહીં અહોહો ! એક પળ તમને હવો !!! ૨
નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી જંજીરેથી નીકળે ! !
પરવસ્તુમાં નહિ મુંઝવો, એની દયા મુજને રહી;
એ ત્યાગવા સિદ્ધાંતકે પશ્ચાત્ દુઃખ તે સુખ નહીં ૩
હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારૂં ખરૂં ?
કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરિહરૂં ?
એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યા,

ત્યાં સર્વ આત્મિજ્ઞાનના સિદ્ધાંત તત્ત્વ અનુભવ્યા ૪
તે પ્રાપ્ત કરવા વચન કોનુ સત્ય કેવળ માનવુ ?
નિર્દોષ નરનું કથન માનો તેહ જેણે અનુભવ્યુ.
રે ! આત્મ તારો ! આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમા સમદૃષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો ૫

" મોક્ષ માળા "

---

## વીરવાણી

### તોટક

ગિરિ વીરથકી વચનામૃતની, સરિતા નીકળી શુભ આગમની,
ગુરૂ ગૌતમ કંઠ બની ધરણી, રચી સૂત્ર રૂપે સુખ નિર્ઝરણી ૧
શુભ ભાવ સુભેદ સુવર્ણ ભરી, રચના કહી જાય ન ના વરણી,
હિતકારિણી મોક્ષની નિ સરણી, વળી નિર્મળી છે દુઃખની હરણી ૨
શુભ જ્ઞાન શ્રદ્ધા સુચરિત્ર તણી, તપ તેજ સુવીર્યની વિસ્તરણી,
નવતત્ત્વ નયે ભરી મોહ અરિ, સહુ કષ્ટ હરી, જગવંદ્ય ખરી ૩
તરણી, જગતારણી શં કરણી, સુમતિ સુખપ્રદ સુપુણ્યતણી,
ભય-ભેદ-ભ્રમો શઠતા હરણી, મૃદુ મૈત્રી પ્રમોદ સુધા ભરણી ૪
જગ જોડ નહિ વીરવાણી તણી, કથમ પામર હું શકું તે વરણી,
અમદેવ-ગુરૂ-સત ધર્મજ હો, રહું નિત્ય મહાવીર દેવ પ્રભુ ૫

પો૦ કે૦ શાહ.

---

## દયામા સ્વાર્થ છે ત્હારો

ગઝલ-કવ્વાલી

ગરીબો આશરો લેવા, પસારે હાથને જ્યારે,
અનાદર તેહનો થાયે, તને ધિક્કાર છે ત્યારે
શરમથી ના શકે બોલી, જનો એવા દીઠા જ્યારે,
નજર ખેચી ગયો ચાલ્યો, તને ધિક્કાર છે ત્યારે
દુખી અબળા નિહાળીને, હૃદય ચીરાતુ ભાળીને,
નહિ આશ્વાસનો દીધા, તને ધિક્કાર છે ત્યારે
નયનથી અશ્રુની ધારા, વહેતી જોઇ તુ રહેતો,
ન લુછ્યુ એક પણ અશ્રુ, તને ધિક્કાર છે ત્યારે
અવાચક પ્રાણીઓ લાખો, મનુષ્યો મારતા નિત્યે,
બચાવા દિલ નહિ વાળ્યુ, તને ધિક્કાર છે ત્યારે
જગતની ઉન્નતિ અર્થે, કીધો નહિ જ્ઞાન ફેલાવો,
રહ્યો મત પથ કે લોભે, તને ધિક્કાર છે ત્યારે
બિચારા જીવ એ ભોળા! ખરો તુ સ્વાર્થ ના સમજ્યો,
ઉપેક્ષા દાનની કરવી, પ્રભુ નો માર્ગ ના પ્રાછ્યો
વિચારોને વચનથી બહુ, વળી દ્રવ્યે અને દેહે,
દયા કરતુ દયા કરતુ, દયામા સ્વાર્થ છે ત્હારો

મુનિશ્રી છોટાલાલજી

---

## ધર્મરૂચિ અણગાર

દોહ ।

માસખમણુને પારણે, ધર્મરૂચિ અણગાર,
ગૌચરી કરતા જઇ ચડયા, નાગેશ્રીને દ્વાર ૧
કડવી તુબીનુ હતુ, ઝેર સમુ ત્યા શાક,
વહોરાવ્યુ મુનિરાજને, કુડે કર્મ વિપાક ૨
અહાર અધિકો જાણીને, ગયા ન બીજે કયાય,
ધર્મઘોષ ગુરૂ જ્યા હતા, આવ્યા મુનિવર ત્યાય ૩
દેખાડયો ગુરૂદેવને, આણેલો આહાર,
ગુરૂ બોલ્યા, 'ખાશો નહિ, પરઠો જતના ધાર' ૪
ગુરૂ આજ્ઞા શિર ધારીને, શિષ્ય પધાર્યા બ્હાર,
નિભાડા પાસે ઉભા, કરતા કઇક વિચાર ૫
યતનાથી પરઠુ કયહા ? કીડીયો ચારે કોર,
નિર્વદ્ય મારી હોજરી, અવર ન દિસે ઠોર ૬
કીડીયેની કરૂણા કરી અહાર કર્યો તત્કાળ,
પરમ શુક્લ લેશ્યા વિષે, કીધો મુનિએ કાળ ૭
અનુત્તરમા જઇ ઉપન્યા, મુનિવર સમતા ધાર,
જ્ઞાતા સૂત્રે એહનો, છે અધિકો અધિકાર ૮

જ જ કામદાર

# મેરી ભાવના

## સવૈયા

જિસને રાગદ્વેષકામાદિક, જીતે સબ જગ જાન લિયા,
સબ જીવોંકો મોક્ષમાર્ગકા, નિસ્પૃહ હો ઉપદેશ દિયા,
બુદ્ધ, વીર, જિન, હરિ, હર, બ્રહ્મા, યા ઉસકો સ્વાધીન કહો,
ભક્તિ-ભાવસે પ્રેરિત હો યહ, ચિત્ત ઉસીમેં લીન રહો ૧

વિષયોંકી આશા નહિં જિનકે, સામ્યભાવ ધન રખતે હૈં,
નિજ પરકે હિત સાધનમેં જો, નિશદિન તત્પર રહતે હૈં,
સ્વાર્થત્યાગકી કઠિન તપસ્યા બિના ખેદ જો કરતે હૈં,
ઐસે જ્ઞાની સાધુ જગતકે, દુખસમૂહકો હરતે હૈં ૨

રહે સદા સત્સંગ ઉન્હીંકા, ધ્યાન ઉન્હીંકા નિત્ય રહે,
ઉનહી જૈસી ચર્યામેં યહ ચિત્ત સદા અનુરક્ત રહે,
નહીં સતાઉં કિસી જીવકો, ઝૂઠ કભી નહીં કહા કરૂં,
પરધન-વનિતા પર ન લુભાઉં, સંતોષામૃત પિયા કરૂં ૩

અહંકારકા ભાવ ન રક્ખૂં, નહીં કિસી પર ક્રોધ કરૂં,
દેખ દૂસરોંકી બઢતીકો, કભી ન ઇર્ષા—ભાવ ધરૂં,
રહે ભાવના ઐસી મેરી, સરલ સત્ય વ્યવહાર કરૂં,
બને જહાંતક ઇસ જીવનમેં, ઓરોંકા ઉપકાર કરૂં ૪

મૈત્રીભાવ જગતમેં મેરા સબ જીવોંસે નિત્ય રહે,
દીન દુખી જીવોં પર મેરે ઉરસે કરૂણા સ્રોત બહે,

દુર્જન ક્રૂર કુમાર્ગરતો પર ક્ષોભ નહીં મુઝકો આવે,
સામ્યભાવ રક્ખૂ મૈ ઉન પર, એસી પરિણુતિ હો જાવે ૫
ગુણી જનોકો દેખ હૃદયમેં મેરે પ્રેમ ઉમડ આવે,
બને જહાંતક ઉનકી સેવા કરકે યહ મન સુખ પાવે,
હોઉ નહીં કૃતઘ્ન કભી મૈં દ્રોહ ન મેરે ઉર આવે,
ગુણ ગ્રહણકા ભાવ રહે નિત, દૃષ્ટિ ન દોષો પર જાવે ૬
કોઇ બુરા કહો યા અચ્છા, લક્ષ્મી આવે યા જાવે,
લાખો વર્ષો તક જીઉં યા મૃત્યુ આજહી આ જાવે,
અથવા કોઈ કૈસા હી ભય વા લાલચ દેને આવે,
તો ભી ન્યાયમાર્ગસે મેરા કભી ન પગ ડિગને પાવે ૭
હોકર સુખમેં મગ્ન ન ફુલે દુઃખમેં કભી ન ઘબરાવે,
પર્વત, નદી, સ્મશાન ભયાનક અટવીસે નહિં ભય ખાવે,
રહે અડોલ અકંપ નિરંતર યહ મન, દૃઢતર બન જાવે,
ઇષ્ટવિયોગ અનિષ્ટ યોગમેં સહનશીલતા દિખલાવે ૮
સુખી રહે સબ જીવ જગતકે, કોઇ કભી ન ઘબરાવે,
વૈર પાપ અભિમાન છોડ જગ નિત્ય નયે મંગલ ગાવે,
ઘરઘર ચર્ચા રહે ધર્મકી દુષ્કૃત દુષ્કર હો જાવે,
જ્ઞાન ચરિત ઉન્નત કર અપના મનુજ જન્મફલ સબ પાવે ૯
ઇતિ ભીતિ વ્યાપે નહી જગમેં વૃષ્ટિ સમયપર હુઆ કરે,
ધર્મનિષ્ઠ હોકર રાજા ભી ન્યાય પ્રજાકા કિયા કરે,
રોગ મરી દુર્ભિક્ષ ન ફૈલે, પ્રજા શાંતિસે જિયા કરે,
પરમ અહિંસા ધર્મ જગતમેં ફૈલ સર્વ હિત કિયા કરે ૧૦
ફૈલે પ્રેમ પરસ્પર જગમેં, મોહ દૂર પર રહા કરે,

અપ્રિય, કટુક, કઠોર શબ્દ નહી કોઇ મુખસે કહા કરે,
બનકર સબ 'યુગવીર' હૃદયસે દેશોન્નતિરત રહા કરે,
વસ્તુ સ્વરૂપ વિચાર ખુશીસે સબ દુ ખ સકટ સહા કરે ૧૧

——— જુગલકિશોર મુખ્તાર

## વીર સ્તુતિ

રાગ માઢ-ગુણવતિ ગુજરાત, એ લય

જય વતા પ્રભુ વીર, હમારા જયવતા પ્રભુ વીર,
શાસન નાયક ધીર, હમારા જયવતા પ્રભુ વીર  એ ટેક
શાસ્ત્ર સરોવર સરસ આપનુ, તત્ત્વ રસે ભરપૂર,
તેમા ન્હાતા તરતા નિત્યે, શુદ્ધ થાય અમઉર હમારા—૧
સાત્વિક ભાવે જેહ પ્રકાર્યું, વાસ્તવિક તત્ત્વ સ્વરૂપ,
આસ્તિકતામા રમિયે તેથી, આનદ થાય અનપ હમારા—૨
આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યા છે બહુ ફુલ;
સુગધિવાયુની સરસ લહેરથી, અમે છીએ મશગૂલ હમારા —૩
આપ વિશાળ વિચાર ભૂમિયે, ઉગ્યા કલ્પ અ કુર,
રસભર તેન ફુલ ચાખીને, રહેશુ આપ હજુર હમારા—૪
નામ આપનુ નિશદિન ધ્યાઉ, રમી રહ્યુ અમઉર,
તેની ખાતર પ્રાણ અર્પવા, અમે છીએ મજૂર હમારા—૫
માર્ગ બતાવા અમ ઉપર જે, કર્યો મહા ઉપકાર,
અર્પણ કરીએ સર્વ તથા પિ થાય ન પ્રત્યુપકાર હમારા —૬
શરણુ આપના શરણ હમારે, મરણ જન્મ ભયદૂર,
લોભી ચાતક રત્નચદ્ર જયમ, તમ દર્શન આતુર હમારા —૭

——— પડિત મુનિશ્રી રત્નચદ્રજી

## ગઝલ

સમય સરખા નથી મનુના, મહા તડકા અને છાંયા,
વખત આવ્યે જરૂર વ્હાલા, ભલા થઇને ભલું કરજો ૧

અમીને નયનમાં રાખી, હૃદયના પ્રેમને રાખી,
કહેવામાં સુવચન સાખી, ભલા થઇને ભલું કરજો ૨

ભલા જો તો ભલા રહેજો, બુરૂ થાવા નહિ દેજો,
તમારા દુશ્મનોનું પણ, ભલા થઇને ભલું કરજો ૩

કદિક કુકર્મ યોગેથી, ભીખાતા હોય રોગેથી,
તમારે આશરે આવ્યે, ભલા થઇને ભલું કરજો ૪

ખીલ્યા પુષ્પો ખરી જાયે, જનમ તેનું ગગણુ થાયે,
ઉદયનો અસ્ત એ ન્યાયે, ભલા થઇને ભલું કરજો ૫

કહુ છુ વાતને વ્હેલી, કરી લ્યો પાળને પહેલી,
કહ્યું આ સતને શિષ્યે, ભલા થઇને ભલું કરજો ૬

મુનીશ્રી નાનચંદ્રજી